# सीता स्वयंवर नाटकनां गायनो.

—***—

वांकानेर आर्य हितवर्धक नाटक
कंपनीने माटे.

રચીને પ્રસીદ્ધ કરનાર,
रावल त्रंबकलाल देवशंकर, तथा
त्रवाडी त्रंबकलाल रामचंद्र.
વાંકાનેર આ. હિ. વ. ના. કં.ના મેનેજર.



આવૃત્તિ ૧ લી.
નકલ ૨૦૦૦.



अमदावाद मध्ये

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જન-
રલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૪૩.——સને ૧૮૮૬.

કિંમત બે આના.

# अर्पणपत्रिका.

નેકનામદાર કુમારશ્રી

## સુરજમલજી લાખાભાઇ.

સ્થળ — અંકેવારીયા.

( શાર્દુલવિક્રીડીત છંદ. )

આહોછો નિજ દેશ હીત જનનું, નીતિ વિષે પ્રીયતા,
વિદ્યા વેલ વધારિ સારિ સુખદા, ધારી સદા આશ્રતા;
સુજ્ઞાની સતવંત શ્રેષ્ટ સહુથી, વિજ્ઞાનને ધારશો,
ઝાલા સૂરજમલ્લ પ્રેમ ધરિને, આ ગ્રંથ સ્વીકારશો. ૧
બુદ્ધીશાળિ બલિસ્ટ પ્રેમ ભરિને, નીતિથિ ચાલો સદા,
પારાવાર વિચારનારે ગુણના, ગર્વો ન આવે કદા;
કલ્યાણી કલ્યાણકારિ સુખદા, કલ્યાણ તુંતો કરે,
રિદ્ધી સિદ્ધિ સમૃદ્ધિ સર્વ સુખદે, દુઃખાબ્ધિ અંબે હરે. ૨
બાનુમલ્લ અચળ આ અવનીમાં, અંબાજી રાખે સદા,
દષ્ટી અમૃત દાખિ આપ કુળમાં, વિપત્તિ નાવે કદા;
એવો આશિરવાદ દે શુભ અમો, અર્પીત આ ગ્રંથને,
તે હર્ષે સ્વિકારશો પ્રિય ગણી, પ્રસરાવિ સત્પંથને. ૩

ત્ર્યંબકલાલ દેવશંકર રાવળ, તથા
ત્ર્યંબકલાલ રામચંદ્ર જવાડી.
વાંકાનેર.

# श्री
# सीता स्वयंवर नाटकनां गायनो.

---

## ( पात्रजन. )

### મંગળાચરણ.

### રાગ કલ્યાણ.

( શ્રી જગતપતિ. એ રાહ. )

પ્રભુ પરાત્પરા, અખીલ ઇશ્વરા;
પ્રણમી દીનદાસ જુઓ, જગત ઇશ્વરા.
સકલ વિશ્વમાં વ્યાપી તારી, અકળ કળા અવિનાશ,
પશુ પક્ષી જીવ જંતુ પ્રાણી, મહાસાગર આકાશ; પ્રભુ.
ઝાડ પહાડ ગ્રહ મંડલ ગોચર, ચંદ્ર સૂર્ય પરમેશ,
સ્થાવર જંગમ આ સહુ રચના, પ્રસરાવી વિશેષ; પ્રભુ.
એ સહુ સુખનો સાર પરખવા, મનુષ્ય સરજાવ્યાં,
કરી કરૂણા આપી શક્તિ, નીતિથી પ્રસરાવ્યાં; પ્રભુ.
અનંત સુખનો દાતાધાતા, તાતા તું છું નેક,
તુજ વિણ અખીલ જગતની માંહે, ખાલી ન મળે એક; પ્રભુ.
સુખ આપો દુઃખ કાપો સઘળાં, કરી કરૂણા આપ,
ધર્મ ધુરંધર નામ ધર્યાછે, દીપો શક્તિ અમાપ; પ્રભુ.
નાટક પાત્ર મળી સૌ હર્ષે, વિનવે પ્રીતિ પૂર,
ધ્યાન ધરો વિનતી વિશ્વેશ્વર, વિઘ્ન કરો સહુ દૂર, પ્રભુ.

---

# પ્રવેશ ૧ લો.

( સ્થળ મીઠુલાપુરનો રાજ મેહેલ. )

**જનક—** ( પ્રધાન પ્રત્યે રાજ વ્યવસ્થા પુછેછે. )

( રાગ ઇંદ્રસભામાં ગવાતી ઢબનો. )

અહુ સુજ્ઞ રાજ્ય કાજ, ના અધીપતી,
કેવી રાજ નીતીમાં ચલાવો છો મતી;
ન્યાયાગાર માંહી ન્યાય પૂર્ણતા ભરે,
કેમ ધર્મ ધ્યાન જ્ઞાન વિપ્ર આચરે,
રાજ આપણા તણી પ્રજા સુખી દુઃખી,
કામ લીયે કેવું સર્વ શાળામાં સુખી.
માટે અકુલસકલ સ્થલે ચલબાનું વૃતાંત.
વિગત વાર વાત કહો સુણી થઉં હું શાંત.

**પ્રધાન—** ( કેટલીક હકીકત કહ્યા પછી. )

રાગ સદર.

ધર્મ રૂપ ભુપ મારા સુણો મમ વચન,
નિત્ય ન્યાય કાર્યમાં પ્રવર્તે સર્વ જન;
કન્યા ભણે વિદ્યાલયો આપરાજમાં,
ધર્મ કર્મ નીતી રીતી પ્રીય સુ કાજમાં.
અદલ ન્યાય થકી આપ ભુપ અનુસરો,
પ્રજા સર્વ બાળ જાણી દુઃખ દુર ધરો;
ન્યાય રીતી નૃપતી પ્રીતી રાખી સુણો મન
સર્વ વર્ણ ધર્મ શુભ આચરે રાજન.

**જનક—**

( પરશુરામ પ્રવેશ કરેછે તે વખતે નમૃતા પુર્વક સ્તુતિ. )

**રાગ પીલુ.**

આનંદ દીવસ ભાગ્ય અમારાં,
દર્શ થયાં પ્રભુ આજે તમારાં; ટેક.
આનંદ ઉતસવ આજે થયોછે,
સ્નેહનો સુર્ય ઝલકી રહ્યોછે; આનંદ૦
દાસની વિનતી શ્રવણ કરીને,
કાર્ય કહો મુંને પ્રેમ ધરીને; આનંદ
જન્મ કૃતાર્થ થયો આજ મારો,
સ્તુતિ કરે હેતે દાસ તમારો; આનંદ૦

**પરશુરામ—** ( જનકને આવવાનું કારણ કહેછે. )

**ગીતી.**

ત્રંબક સંગ લઇને ફરતો જપતો પ્રભુ કેરૂં નામ,
ઇચ્છા એવી થઇ જે જાવું વિદેહી જનક તણે ધામ.
મંડપમાં ધનુષ્ય રાખીને બધાં ભોજન કરવા જાયછે,
ને સીતા સખીઓ સમેત પ્રવેશ કરેછે.

**સીતા-ચંપકમાળા—** **લાવણી.**

( પૈસે જેસી ચીજ જગતમે. એ રાહ. )

ચાલ પ્રીયે સખી આજ આનંદે સુખ ખેલ રમવાને જઇયે,
જેથી મનમાં મગ્ન પમાયે એવા ખેલો આચરીએ. ટેક.

**સીતા—**

ધનુષ્ય પડયું અહ હાથ માંય કરી અથ ચડીને ફેરવતું,
નયન થકી બહુ ફુલને જોઇ આનંદ પામું મનમાં હું;

વજ્ર સંકોચી ચાપ ફેરાવી એલ બેની સત્વર કરીયે, ચાલ.

**ચંપકમાળા**—( ધનુષ્ય ઉપાડેછે પણ ઉપડતું નથી તેથી. )

ધનુષ્ય ઉઠાવું પણ નહીં ઉઠે વજન મહી દીસે ભારી,
લેશ માત્ર નહીં ખસે ધરાથી જોર કરીને હું હારી;
માટે આવ અહીં આલી તું હાથ દઈ બેઉ ગ્રહીયે; ચાલ.

**સીતા**— ગીતિ.

હામ વિના જે કામો કરે બહુ પણ નહીં વીજય પામે,
એ રીતે કીધું તેં સરવે શાણી બેની આ ઠામે.

**પરશુરામ**— ( ધનુષ્ય ખસેલું જોઈને. )

( જુવો જુવો વીપ્રે બીડી હામ એ. )

શુણુ રાય જનક મહારાજ, ધનુષ્ય કોણે ખસડ્યું રે.
થઈ જોઈ અજાયબ આજ, કોદંડ કોણે ખસડ્યું રે.
મળે શુરવીર અશંખ અપાર, ધનુષ્ય કોણે ખસડ્યું રે.
નહીં લેશ ચલે ક્ષણવાર, કોદંડ કોણે ખસડ્યું રે.
પામું ક્ષોભ અપાર હું મન, ધનુષ્ય કોણે ખસડ્યું રે.
એવો કોણ એ શુરવીર જન કોદંડ કોણે ખસડ્યું રે.
કર સિધ બનેલું વૃતાંત ધનુષ્ય કોણે ખસડ્યું રે,
શુણી વાત થવું હું શાંત, કોદંડ કોણે ખસડ્યું રે.

ગીતિ.

કરો પ્રતીજ્ઞા એવી, ચાપ પ્રતંચા ચઢાવે જે ભૂપ,
તે નૃપને તવ કન્યા, દેવી મારૂં વચન ધર્મ રૂપ.

**શતાનંદ**— ( પ્રવેશ કરતાં આશીરવાદ. )

**હરીગીત છંદ.**

જય જય દયાળુ ધર્મ પાળુ ધર્મિ ધન્ય ધરાપતિ,

જય જય પ્રજા પર પ્યાર પારા વાર રાખો મહીપતી;
જય જય જથા તુજ જોર જામો દુખ્ખ વામો આ સમે,
ઝટ ઝટ ધસી અરિ શીર છેદો વિજયતા પામો તમે.

---

# પ્રવેશ ૨ જો.

(સ્થળ—અવધપુરમાં દશરથનો રાજમહેલ)

**દશરથ—** ગીતિ.

સુંદર રૂપ મનોહર વૈદેહી છે જનક તણી બાળા,
ચાપ પ્રતંચા જે કો ચઢાવે તેને રોપે વરમાળા;
તેથિ આમંત્રણ તો આવ્યું જાવું મિથુલેશ ધામ,
સેના સંગ લઈને સ્વયંવર જોવા કરવા નિજ કામ.

**સુમંત—**

હે ભૂપાલ કૃપાલું વદુ વચન હું સત્યારથ તમને,
મહિની માંહે શુર વિર ભાનુકુલ સમ ભાસે નહિ અમને.
કઠોર ત્રંબક શીવનું મહા ભયંકર વીકાલ રૂપ,
રાઘવ વિણ નહીં કો પૂર્ણ પ્રતિજ્ઞા કરે કહું ભૂપ;

**દશરથ—**

(વિશ્વામિત્ર પ્રવેશ કરતાં તેની સ્તુતિ કરેછે.)

નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાહ.

કૃતારથ આજ ગુરૂ મુંને કીધો,
દાસ જાણીને શ્રમ બહુ લીધો. ટેક.
ધન્ય અવધના ભાગ્ય દયાનીધી,
ધન્ય દિવસ સુખ દાઈ.

આજ પવિત્ર થયાં ધામ મારાં,
કરણા કરી આવ્યા આંહ. કૃતારથ૦
આ તમ કિંકરને કંઇ સેવા,
હર્ષ ધરી કહો સ્વામી.
પૂર્ણ પ્રીતે મારો ધર્મ વિચારી,
રાખુ નહિ પ્રભુ ખામી. કૃતારથ૦

વિશ્વામિત્ર— લાવણી.

ધર ધ્યાન ધરા ધીશ ધર્મ અધમ દુખ અમછે,
વિકાળ અસુર અશંખ તણા બહુ દમછે,
કરી યગન સકલ મુનીજન વનમહી છાના,
તીહાં આવી કરે વિધ્વંસ દુષ્ટ તેમાંના. ધરધ્યાન.
વળી અપરંમ અમને વાર વાર દુખ આપે,
કોઇ ધરમ કરમ જહાં કરે તહાં ઉથાપે.
તે મખ રક્ષણને કાજ, આપ સુત તારા;
જે રામ અને લક્ષ્મણ મુંને બહુ પ્યારા. ધરધ્યાન.
કરી પૂર્ણ યગ્ન સૌ સંગ લઇ હું આવું.
થઇ ખુશી આપ તુજ બાળ ગુણ હું ગાવું,
નહીં ક્લેશ ધરો લવલેશ ભુપ આ ઠામ.
કરે સાહ્ય જગતનો નાથ દુખ સહુ વામે. ધરધ્યાન.

( રાજાને મુર્છાગત થતો જોઇ. )

ગીતિ.

અરે સુગુણીયલ રાજા કહ્યું હતું તેં માગવા મુજને;
શોચ કરે શા કાજે પાણી ચક્ષુ થકી વહે તુજને.

( સમજાવેછે તોપણ સાવધ નથી થતો તેથી )

## મરેઠી ચાલની સાખી.

બહુ વારે તુંને વીનવ્યું રાજા વચન વિચારીને બોલ,
લક્ષ ન દીધો વાક્ય મારા પર તેં નહિ કીધો તોલ;
વિણ વિચારે વચન આપ્યું, માગો મુનીશ્વર આંહી,
માટે કહે તું બોલ ગયો મુજ, પછી ન કહું તુજ કાંહી;

દશરથ— (સાવધ થઈ શોચ કરેછે.)

## રાગ સોરઠ.

શુંએ થાય હવે આ ઇશ ધરમ સંકટ પડ્યું રે—ટેક.
કૌશીક આવ્યા હર્ષ ધરીને વચન આપ્યું મેં પ્રીત કરીને;
માગો પ્રેમ ભરીને જે મનમાં ધડ્યું રે— શુંએ થાય૦
બધુ વયમાંહીછે મુજ બાલા, વન દઉ કહો કેમ કૃપાળા;
રાક્ષસછે વિકાલા, દીલ ચાકે ચડ્યું રે. શુંએ થાય૦
પુત્ર ન દઉં કદી યજ્ઞને કાજે, આપ દીયે ક્રોધે થઈ આજે;
તો ભાનુંકુલ લાજે ઉભય સંકટ આડ્યું રે. શુંએ થાય૦
પાર નથી પડતા વિચારો, પુત્ર દીધા વીણ નાવે આરો;
પણ જાશે જીવ મારો, દુઃખ આવી નડ્યું રે. શુંએ થાય૦
(મુરછા થાયછે ને વસીષ્ટ પ્રવેશ કરેછે)

વસીસ્ટ— ત્રોટકછંદ.

કર રાજ ભવોભવ ભાનુ પતિ,
અવનીમાં તપે તપ તુજ અતી,
ધન ધાન્ય ધરાધીર વીર વધો,
જશ જામો તુજ જગમાંહિ બધો;
બહુ પ્રીતે પ્રજાપર પ્યારધરો,

ગણિ બાલ સહુ દુઃખ દુર કરો.
જય થાઓ મહીપતી એવું ચહું,
સુખ પામો અહોનીશ નૃપ બહુ.

**સુમંત**— ( વસીસ્ટને બનેલ બીના કહેછે. )

**રાગ ભેરવીની ગજલ.**

થયા દુખી મહીપતી અતિ ઉરે બથા થઈ;
પડ્યા દુખી સમુદ્રમાં ઉતારો પાર હાથ દઈ. ટેક.
આજ આવીયા અહીં, કૌશિક શીષ્ય સાથ લઈ,
રામ યજ્ઞ રક્ષા મહીં, આપ એજ જાચ્યું અહીં; થયા દુખી.
કઠોર દુષ્ટીઓની સાથ બાલ કેમ ભીડે બાથ,
આપવા થયા અનાથ, ક્રોધ યુક્ત ગયા વઈ; થયા દુખી.

**દશરથ**— ( સાવધ થઈ વસિસ્ટ પ્રત્યે. )

**રાગ આશાગોડી.**

ધર્મ સંકટ શીર ભારી; કૃપાસિંધુ. ટેક.
પરમ કૃપાલુ કૌશિક મુનિયે, અઘટીત વાત ઉચ્ચારી, કૃપાસિંધુ.
યજ્ઞ કરી સહુ વિપ્ર મળીને પ્રેમ ધરી હિતકારી; કૃપાસિંધુ.
ભંગ કરે તે યજ્ઞ અસુરો જાઈ સહુ હામહારી; કૃપાસિંધુ.
માટે રામને લક્ષ્મણ સુજને આપ યજ્ઞ સાહકારી; કૃપાસિંધુ.
તેઓને લેઈ જગમાં હું જીવું ક્રોધ કરીગયા ધારી; કૃપાસિંધુ.

**વસીસ્ટ**— **રાગ કાફી.**

સુનો તુમ બાનુકુલ કેતુ એસા કીયા શોચ કરતાહે; ટેક.
તેરા વો પુત્ર નહીં જાનો, જાનો એ જગત કરતાહે; સુનો.
જીસાકા ધ્યાન ધરે બ્રહ્મા તેરે વો ઘર ફીરતા હે; સુનો.
ઇસીકુ જાનો નહિ છોટા હમેશ દુઃખ હરતાહે. સુનો.

**દશરથ**—(રામલક્ષ્મણને વિશ્વામીત્ર સંગે જવા આજ્ઞા કરેછે.)

મહારાજ માફ કીજીયે. એ રાહ.

વીકટ સંકટ વીપ્રનું, આ ખટકે ક્ષત્રી અંગ,
શીર ચડાવી કાજ આજ જાઓ રૂશી સંગ; ટેક.
યજ્ઞ રક્ષ લક્ષમાં ધરી ધરો ધનુષ્ય,
અધર્મ કર્મ ઉલટી સુખી કરો મનુષ્ય; વિકટ.
ઝટકો ઝાલી દૈત્ય પુત્ર પટકો ધરાપર,
અંત આણો દુષ્ટનો, અતુલ મારી સર; વિકટ.

**રામ** તથા **લક્ષ્મણ**— (આજ્ઞા શીર ચડાવી નમન કરતાં)

બહાર આઈ ભરદે. એ રાહ.

**રામ**—પુજ્ય પીતા આપત તણી આજ્ઞા ધરી મન,
રૂશી સાથ ખુશી થઈને, જઈયે બેઉ તન; ટેક.

**લક્ષ્મણ**—આપ આજ્ઞા પીતાજી શીર ચડાવીને,
બેઉ ભ્રાત જઈ આજ શીર નામીને; ટેક.

**રામ**—ધનુષ્ય કરધરા અરીનાં કાપી જઈ શીશ,
યજ્ઞ મગ્ન થકી કરાવી લઈ અમો આશીશ; પુજ્ય.

**લક્ષ્મણ**—ધર્મની સહાય કરવી એજ ક્ષત્રી કામ,
એ વીચારી પુજ્ય તાત જાઈ ધરી હામ; આપ.

**રામ**—સંકટ રૂપી ઝપટ દુર કરી અમો હે તાત,
કપટી ક્રોધી રાક્ષસોની, કરીયે જઈ ઘાત; પુજ્ય.

**લક્ષ્મણ**—સસ્ત્ર લઈ બેઉ ભ્રાત જાઈ રૂશી સંગ,
ક્ષત્રીની રીતીમાં કદી ન પાડીવીભંગ; આપ.

**રામ**—ધર્મ કર્મ રૂશી તણાં કરાવી આપ બાલ,
રક્ષણ મખનું કરીને ધર્મ સ્થાપી હાલ; પુજ્ય.

**લક્ષ્મણ**—જાય શીર જાય કાય ધાય તોય શું,
પીઠ પાછી ન દેખાડું ભાનું વંશી હું; આપ.
**રામ**—કામ ધર્મ સ્થાપવાનું આપ્યું અમને આજ,
પાય પાછો ધરી પીતાજી જાય કુલ લાજ; પુજ્ય.
**વિશ્વામીત્ર**—
( રામ લક્ષ્મણના વીરરસથી ભરપુર બોલ સાંભળી. )
**શીખરણિ છંદ.**
અહા શું ક્ષત્રીના શુરપુર ભરેલા શુર વીરો,
રવી વંશીકે આ ધનુષ્ય ધરી આવ્યા રણુધિરો;
વળી અંગે એને અંકુર બહુ આપે યુધ તણા,
ધરાવ્યો ક્ષત્રીનો ધરણી પરજોસો નહિ મણા.
**રામ તથા લક્ષ્મણ**— ( વિશ્વામીત્રને. )
( કુબ્જાી તુને ખબર એ રાહ. )
કરી વીનંતી બેઉ ભ્રાત, આપને મુનેશ,
પુજ્ય માતું અમ વિના, ઉદાસી રે હમેશ; ટેક.
માટે સર્વ રીતથી, કહી નમાવી માથ,
આવીયે રજા લઈ ત્વરાએ આપ સાથ; કરી.

# પ્રવેશ ૩ જો.

( સ્થળ કૌશલ્યાનો મહેલ. )

**કૌશલ્યા**— ( દાસી પ્રત્યે. )

**રાગ. બીહાગની ગઝલ.**

**સુણ પ્રીયે તું શાણીદાસી, સ્વપ્નવાત મારી,**

જાણે આંહી આવીયા, તપસ્વી કોઈ ભારી; ટેક.
રામને અનુજ મુની, સંગે ગયા વન,
તેથી થાય આજ બેની, આકુલ આ તન; શું૦

ચંદ્રપ્રભા—
પવિત્ર માતુ સ્વપ્ન વાત, સાચી ના લગાર,
નીરધન વલી ધન પામે, સ્વપ્નમાં અપાર; ટેક.
પામે વંધ્યા સ્વપ્ન માંહી, પુત્ર પરીવાર,
તે પ્રમાણે જાણો માતુ, વ્યર્થ સ્વપ્ન સાર; પવિત્ર.

કૌશલ્યા—
કહી સર્વ સાચી વાત, પ્યારી મારી આજ,
થાય કાંઈ વિઘ્ન બેન, સ્વલ્પ કાલ માંજ શું૦
સૂર્ય જંપ્યવાણો જોઈ, વરસે નેત્ર નીર,
દક્ષીણ વલી અંગ ફરકે, ધરી રહે ન ધીર; શું૦

ચંદ્રપ્રભા—
ત્યાગોને કુતર્ક કહું, હું જોડીને હાથ,
સર્વનું ભલું કરે, આરાધો વિશ્વનાથ; પવિત્ર.
માટે ઈશ પ્રાર્થના, કરીયે બેઉ સંગ,
ક્લેશ જાય સુખ થાય, ઉપજે ઉમંગ; પવિત્ર.

કૌશલ્યા તથા ચંદ્રપ્રભા— ( ઈશ પ્રાર્થના. )

દક્ષીણી રાહની લાવણી.

પ્રભુ પરાત્પરા નીરમલા મતીરે, વિનતી મારી ઉરમાં ધારી,
ભય નીવારી રક્ષણકારી લક્ષ્મીના પતીરે; ટેક.
સ્વપ્ન દુખથી કંપતી અતીરે, થા સહાય વારે ધાય,
દુખ જાય સુખ થાય, શુભ દીયો મતીરે; પ્રભુ.

**રામ તથા લક્ષ્મણ**— ( પ્રવેશ કરીને )

નાગનકે બચે નાગ ઉસે એ રાહ.

માતુ આપ બાળની, વિનંતી સાંભળો,
ક્લેશથી કદી તમો ન દીલમાં બળો; ટેક.
વનમાં જવાનું તાતે, આપીયું વચન,
યત્ન પૂર્ણ પ્રીતથી કરાવો આવો તન; માતુ.

**રામલક્ષ્મણ તથાચંદ્રપ્રભા**—( કોશલ્યાને સાવધ કરતાં. )

રાજાજી શું કરો જુલ્મ આ, એરાહ.

શોચ નહીં કીજે માતુ અમારી ઇશ સહાય કરશે તમારીરે, ટેક.
હમાં ધરણીપરે સાવધ થાઓ, કરીંછી વિનતી પ્રીતીધારીરે; શોચ.
દુઃખ સમુદ્રમાં થયા ગીરફતાર, આંસુધારા વરસેછે ભારીરે; શોચ.
જ્ઞાનદ્રષ્ટીએથી જુઓ હેમાતુ, બેહોશ શું થાઓછો વિચારીરે; શોચ.

**કૌશલ્યા**— ( સાવધ થતાં. )

રાગ સીતાજીના મહીનાનો.

મારા પ્રાણ આધાર સુપુત્ર, વદો શું વચંન આ,
તમ વિયોગે આ મુજ કાય રેહે ક્ષણું એક ના; ટેક.
પુત્રો તમને જાવા કેમ દઉં, વન વિશે એકલા;
બહુ વાઘ અને સિંહ સર્પ. અસુર ત્યાં તેટલા. મારા.
હજુ વયછે તમારીરે સ્વલ્પ, નથી સુખ જાણતા;
કદી દીઠો નથી સંગ્રામ, મહેલમાં માણતા. મારા.
કોતો મોકલું તાત તમારા, મુનીશ્વર સંગમાં,
પણ તમને સ્વપ્નની માંય, છોડું નહીં જંગમાં. મારા.

**રામ તથા લક્ષ્મણ**—

સુન્જે છેડ ચલા બનઝારા એ રાહ.

કૈકેઇ કોપી છે ભારી, ધરી ધ્યાન વિનંતી અમારી, ટેક.

જો વારે અમોને થાશે, તો ક્રોધે મુની ભરાશે;
દીયે શ્રાપ નાખ્યાનું ધારી. ધરો ધ્યાન વિનંતી અમારી.
જે ક્ષત્રી રાજની માંઈ, ગૌબ્રાહ્મણને દુઃખ થાઈ;
તે બંદળ નૃપ બીમારી, ધરો ધ્યાન વિનંતી અમારી.
અમો ભાનુ કુલના તન, ક્યમ લજવી તાત વચન;
કદી શીર ગયે નવ હારો, ધરો ધ્યાન વિનંતી અમારી.
દુઃખ વનમાં તમને લાગે, સૌ આપ પ્રતાપે ભાગે;
શુભ કાર્ય રૂશીનાં સારી, ધરો ધ્યાન વિનંતી અમારી.
કહીં ક્ષત્રી રીતથી તમને, દીયો આશીર વચન શીર મને;
સુખ વિજય શબ્દ ઉચ્ચારી, ધરો ધ્યાન વિનંતી અમારી.

**ચંદ્રપ્રભા**— કુંવરી કુંવર મારા લાડકા. એ રાહ.

શું પ્રીયે ભ્રાતજવા તમો, બીડો હામ અપાર;
પુંન્ય માતુની આ વીનતી, ધરો ધ્યાન લગાર.
વનમાં સંકટ સમુદ્રછે, કેમ ઉતરો પાર;
અશંખ્ય દાનવોથી ઝુઝવું, કરો દિલમાં વિચાર. શું પ્રીયે.
વીયોગ દુઃખ આ માતથી, નહીં સહન થાય;
ઝુરી ઝુરી મરશે નકી, જવું બંધ રખાય. શું પ્રીયે.
સેન સહીત આપ તાતને, મોકલી વનમાંય;
રૂશીનો યજ્ઞ પુરો કરી, પાછા આવશે આંય. શું પ્રીયે.
વિનતી મારી ભ્રાત આ સમે, ધરો દીલમાંહી આપ;
સાહસ કરવું આ નાઘટે, થાય દુઃખ સંતાપ. શું પ્રીયે.

**કૌશલ્યા**—

( વસીષ્ટના જ્ઞાન ઉપદેશથી બંને પુત્રોને રજા આપેછે. )

રાગ. કૃષ્ણજીવનના મહીનાનો.

હે વ્યાપક વિશ્વનાથરે, (૨) દીનબંધુ તું દયાનીધી. ટેક.
અરજું તુંને હે વીઠલા, જગપાળ દયાળ; (૨)
દ્રષ્ટી દયાની કરી મુંને, થાને સાહ્ય કૃપાલ. (૨) દીન.
આધાર તારે હે પ્રભુ, યજ્ઞ રક્ષણ કાજ; (૨)
મોકલું પુત્રહું વનમાં, રક્ષા કરજે મહારાજ (૨) દીન.
દુઃખ હરીલે હે હરી, જગજીવન નાથ; (૨)
સુખ દઈ સુખી કરો તમો, ભવ ભંજનનાથ. (૨) દીન.
બાંય ગ્રહીને બાલની. સાહ્ય કરજે મુરાર; (૨)
વિઘ્ન વિદારી આપજે, જય શબ્દ અપાર. (૨) દીન.

ગીતી.

આશીરા મારિ એછે, અની ઉમંગ યજ્ઞ થશે પુરો;
સહાયતા પ્રભુ કરશે, વન મહિ નહીં જીતે કોઈ શુરો.

રામ તથા લક્ષ્મણ— રાગ કાફી.

હોરી પ્રીતમ વેલા આવજે રાતે એ રાહ.

પુજ્ય માતુ આપની આજ્ઞા, શીર ધરી જઈયે વન ટેક.
શસ્ત્ર સજી ગુરુ સાથે સમરમાં, લડી કરી અસુરો પતન;
મખ રક્ષણ મન હામ ધરી કરી, ખુશી થાય મુની જન. પુજ્ય.

---

# પ્રવેશ ૪ થો.

( સ્થળ—અરણ્ય. )

આર્યા.

રામ

અવધપુરને મુકયાં, દીવસ બે થયા આજ મુનીરાજ;

આપતણો શિધા અમ, રહ્યો કેટલો દુર શિરતાજ.

**વિશ્વામીત્ર**—( રામ દક્ષિણ રસ્તે જવાનું કહેછે ત્યારે )

ગીતિ.

દક્ષીણ પંથે જાતાં, વીઘ્ન આવીને પડે બહુ રામ;
ધરમ સંકટ વિચારો, તો દુર્લભ થાવું છે એ કામ.

**લક્ષ્મણ**— આર્યા.

ગો. બ્રાહ્મણને પીડે, તેવાંને હણવાથી શું દોષ;
ધર્મ સંકટ કદિ હોયે, તો પણ મારૂં ધરિ બહુ રોષ. ૧

# પ્રવેશ ૫ મો.

( સ્થળ—યજ્ઞમંડપ. )

**રામ તથા લક્ષ્મણ**—

( યજ્ઞ પ્રારંભ કરતાં રૂશીઓને હીમત આપેછે. )

જુઓ જુઓ વિપ્ર ભીડી હામ. એ રાહ.

ધરી હર્ષ અતુલ મનમાંહી, યજ્ઞની વીધી આચરોરે.
લેશ ત્રાસ ન પામો આંહી, યજ્ઞની વીધી આચરોરે.
આ બાળ શુર તૈયાર, યજ્ઞની વીધી આચરોરે.
લઈ ધનુષ્ય બાણ અપાર, યજ્ઞની વીધી આચરોરે.
કરી દારૂણ યુધ આકાર, યજ્ઞની વીધી આચરોરે.
વાળી અસુર જુથ સંહાર, યજ્ઞની વીધી આચરોરે.
કરી રણમાં હાહાકાર, યજ્ઞની વીધી આચરો.
મારી દળ કાપી અસુર અપાર, યજ્ઞની વીધી આચરોરે.
અમો છઈ બાનુ વંશી તન, યજ્ઞની વીધી આચરોરે.

જય જય કરી જાઈ ભુવન, યજ્ઞની વીધી આચરોરે.

બધા રૂશીયો—

(યજ્ઞ પૂર્ણ થયો તેથી ઈશ્વરની પ્રાર્થના કરેછે. )

દયાળુ દેવ દયા તારી એ રાહ.

જગતના નાથ દુઃખો હરતા, નમી તુંને સુખો કરતા—ટેક.
નીરંજન તું નીરાકાર, સાત્વીક મુર્તી અને સાકાર; જગત.
રૂશી સર્વે મળી આપની, કરી વિનતી વિશ્વનાથની; જગત.
અમારો યજ્ઞ પુરણ આજ, થયો તારી કૃપા મહારાજ; જગત.



# પ્રવેશ ૬ હો.

( સ્થળ જનકપુરમાં સીતાનો મહેલ. )

સીતા— ( દાસીઓ પ્રત્યે. )

પડુંછું વિખોટો પ્રીયા. એ રાહ.

ખુશી થઈ હું આજ, એની કાર્યથી તારા;
ચંચલાઈ શું વરણવું, મુખથી મારા. ટેક.
દ્વાર દ્વાર બહાર, રોશની કરી ભલી;
સુગંધીથી આવે, ચારૂ દીશથી અલી. ખુશી.
માલતીનો હાર પ્યારી, જોઉં હું આ વાર;
શું છટાથી કીધુંછે, એની કામતો અપાર. ખુશી.
સુખદાઈ દીન પ્રીય, દીસેછે મુંને;
આનંદ આનંદ મન, બહુ છે કહું તુંને. ખુશી.

વીજ્યા— દોહો.

સુણ પ્રાણથી અધીક મુજ પ્યારી,

પ્રેમ મંદારાદી પુષ્પો ચરે ભારી.
કરી કંચુકી મેં તેની સ્નેહધારી; સુણુપ્રા.
વળી માલતી તણી ગુંથી મેં માળા,
ચતુરાઈથી કરી બેની વીશાળા;
ગળે શોભિ શું તે તુજ જનક બાળા; સુણુપ્રા.
જોઈ આપનું સ્વરૂપ બેન આજે,
રંભા ઉરવસીને કામ રતી લાજે;
શું અનેક ભૂષણાદી અંગ છાજે; સુણુપ્રા.

ચંપકમાળ— રાગ ઈંદ્રસભાની ઢબમાં ગવાતો.

અહહ બેન આપના કહ્યા પ્રમાણે આજ,
વિવિધ જાતની સુગંધી રાખી પાત્રમાંજ;
સાડી જાઈ જુઈ પુષ્પની ગુંથાવવાને,
સોંપી છે મેં માલણને કાલ લાવવાને.
મંદ મંદ વદન આજ હર્ષ પામે તારૂં,
પણ અધીક આચરૂં હું, કાર્ય કાવ્ય સારૂં.

નીરૂપા— આવાં આસોપાલવનાં ઝાડ એ રાહ.

સુણુ સકલ કલા ગુણવાન જનકની બાલારે,
સુંદર રૂપ મનોહર તારૂં વળી રોપી માળારે;
તેથી શોભાતણો નહીં પાર, બેની તારા મુખનોરે,
આનંદ દીન ઉગ્યોછે આજ, બેની મારી સુખનોરે.
પણ મુખ કમલ વત તારૂં કરમાયું ભાસેરે,
સૌ ઈશ કૃપાથી બેની દુખ તુજ નાસેરે;
કાંઈ ક્ષોભ ન રાખીશ બેની, મળશે પતી પ્યારોરે,
ગુણ શીલ રતન રૂપ સ્વામી, વિધી દેશે સારોરે.

**સીતા—** રઘુપતીરામ. એ રાહ.

બેની પુજ સત્ય વાક્ય હું જાણુંરે, પણ અંતર ભેદ પ્રમાણું. ટેક.
સીતા હર્ષ ધરી પુજા સારેરે, કરે મંડપનું કામ પ્યારૂંરે;
આવે અંદેશો એક ઉચારૂં, બેની પુજા.
ભુપ ભુમીતણા સહુ આવેરે, તેને ગાજતે વાજતે લાવેરે.
ચાપ પ્રત્યંચા કોણ ચઢાવે. બેની પુજા.
મુંને લાગતો કો નથી એમારે, શીવ ચાપ ઉપાડે પલમાં રે;
એવા તર્ક થાએ મારા મનમાં; બેની પુજા.
માટે ઉમા પુજવાને જાઉંરે, અતી પ્રાર્થનાથી માને ગાઉંરે,
વર આપે અંબા સુખ દાઈ; બેની પુજા.

---

# પ્રવેશ ૭ મો.

( સ્થળ વિશ્વમિત્ર આશ્રમનું ને પછીથી રસ્તો.

**રામ—**

(યજ્ઞ પૂર્ણ થઈ રહ્યા બાદ જનકપુર રામચંદ્રને વિશ્વામિત્ર સાથે ચાલવાનું કહેછે તેના જવાબમાં )

**રાગ બીહાગ.**

કૃપાનીધીરે ચાલી આપની સંગ. ટેક.
આપ દુખી તો અધીક દુઃખી અમ;
આપ ઉમંગે ઉમંગ; કૃપાનીધી૦
આપ ઇચ્છા અમ સાથ લેવાની,
દીસે બહુ ખુશ રંગ. કૃપાનીધી૦
ધર્મ અમારો જાણી મુનીવર.

કરી ન આજ્ઞા કદી ભંગ; કૃપાનીધી૦
જનકપુરની રચના સરવે;
જોશું ધરી ઉછરંગ; કૃપાનીધી૦

**લક્ષ્મણ**— ( આગળ ચાલતાં )

રાજા હું મેં કોમકા૦ એ રાહ.

કૃપા કરીને કહો કૃપાળુ, હે મુનીવર સુખ ધામ;
શંકા મુજને પ્રાપ્ત થઇ છે, દુર કરો આ ઠામ.
સઘન વૃક્ષની લતા ઘટાથી, શોભીત વન અપાર;
દ્રષ્ટે કોઈ પડે નહીં જીવ જંતુ આ વાર.
મયુર કળા કર નૃત્ય કરે નહીં, કોકીલ શબ્દ નહીં;
અલી જુથ ગુંજે નહીં, ખગ મૃગ છે ન અહિં.
આ શું તાજુબી તણી, વાત મુની મહારાજ;
કહો મુજને આ સંબંધી, સહુ બીના શીર તાજ.

**રામ**—( એકદમ સુંદર સ્ત્રી નજર પડવાથી વિશ્વામિત્ર પ્રત્યે. )

**રાગ ધન્યાશ્રી.**

શું ખુબી કીરતાર, વિશ્વના પતિ૦ ટેક.
વિકટ વનમાં દ્રષ્ટે પડે નહિ,
જીવજંતુ આ ઠાર; વિશ્વના પતિ૦
રામા સુંદર અચાનકથી,
પ્રાપ્ત થઈ નીરધાર; વિશ્વના પતિ૦
રંભા ઉરવસી સહુ આ પાસે,
ક્ષોભ પામે રે અપાર; વિશ્વના પતિ.
સમીપ આવે આપની પાસે,
રવી સમ તેજ ભંડાર; વિશ્વના પતિ.

મુનીવર માંહી શ્રેષ્ટ દયાળુ,
કહો કથન આ વાર; વિશ્વના પતિ.

**હલ્યા**— (રામચંદ્રની સ્તુતિ કરેછે.)

જીયેરા લગાકે દુખ દે ગયો. એ રાહ.
પ્રભુ મુંને મુક્ત તો કરી રે આપ થકીરે. ટેક.
બહુ દીનથી હુંરે, મહીની માંહિરે;
સલ્યા રૂપ ધારીને રહી રે. આપ થકી•
તવ પદ રજથી રે, પૂર્ણ સમ પામી રે;
અનુગ્રહ કીધો હે હરી રે. આપ થકી•
કર જોડીનેરે, વિનવું તુંનેરે;
અભય પદ દે કૃપા કરી રે. આપ થકી•
આપુ આશીશ રે, સ્નેહ ધરીને;
જનક બાળા વરશો આરી રે; આપ થકી•

---

# પ્રવેશ ૮ મો.

( સ્થળ મીથુલાપુરમાં ઉપવનની અંદર
અંબાજીનું દેવાલય. )

**સીતા**— ( શ્રી અંબાજીની પુજા કરીને આરતી કરેછે )

**રાગ આશા.**

વિશ્વ વીનોદીની દુખ હરનારી,
સુખ કરનારી શૈલ કુમારી; ટેક.
વિઘ્ન વિદારી અભય દેનારી.
ભાતી તારી જગમાં ભારી; વિશ્વ•

વરદાની તું માત બવાની,
અઘની હાની કર હિતકારી. વિશ્વ૦
વિનતી મારી ઉરમાં ધારી,
વર સુખકારી દે હરનારી;

ચંદ્રપ્રભા—( ઉપવનની શોભાનું વરણન કહેછે. )

રાગ સૈંધાનો કનરો.

ઉપવન એની જો હીતકારી,
વૃક્ષ ઘણા દીસે સુખકારી; ટેક.
મૃદુલ મનોહર સઘન લતાઓ,
લપટાણીયું કેવી છટાએ; ઉપવન૦
નીરમલ જલ ઝરણોથી ઝરતાં
જોઉં ચારૂં દીસે ફરતાં; ઉપવન૦
શૈલ શીખર આકાશે અડતાં,
આનંદ પામું નજરે પડતાં; ઉપવન૦
પક્ષી મધુર સ્વરે ગાન ઉચ્ચારી.
શો ભાવે આ ઉપવંન ભારી; ઉપવન૦

સીતા—(પોતાની સખીયોને વૃક્ષો તથા પુષ્પોનાં ઝાડ બતાવે છે.

શીવ ધનુષ્ય કઠીન કઠોરરે માઈ. એ રાહ.

સઘન વૃક્ષ રમ્ય ઉપવન ભારી,
આનંદ પામી મતી જોઈ મારી; ટેક.
ચંપો ચંમેલી ગુલાબને જાઈ,
માલતી મોગર જો આ પ્યારી; સઘન૦
પુષ્પો ને પ્રસરીને શીતલ સુગંધી,
આવે પવન મંદ મંદ સુખકારી; સઘન૦

ભ્રમર સમુહ આ કમળને જોઈ,
ધાઈ ધાઈ ધસે પ્રીતી એ ધારી; સઘન૦

**બીજીવા—** રાગ ઇંદ્રસભામાં ગવાતી ઢબનો.

નૂવલ અજબ રંગના, નીહાળ વૃક્ષ પ્યારી,
સુંદર શુભ મધુર દીસે, વૃક્ષ રમ્ય ભારી;
શાલ તાલ ને તમાલ, જો અશોક આલી,
અંબ આંબલી અખોડ, જો ઝુકેલી ડાલી;
બીલી જો નવેલી દીસે, કેશુ કદંબ કદલી,
ધાત્રી દ્રાક્ષ ને બદામ, લીંબ જાુગતી બદલી;
ચંપા સાથ ભીડી બાથ, લપટી જોઇ પ્યારી,
પ્રીતથી પસારે પ્યાર, વાર વાર ભારી.

**સીતા—**

( રામ લક્ષ્મણને એ ઉપવનની અંદર વૃક્ષ નીચે ઉભેલા જોઇને )

સુરજ સામી પનીયા ન જાઊં; એ રાહ.
શુંણુરે પ્યારી પ્રેમદા દીસે એ આ નૃપના બાળ; ટેક.
કોમળ તનને કાંતી શું ઝળકે,
જાણે ઇંદુ પ્રગટ્યો નીહાળ; . શુંણુરે.
શ્યામ વદન તો અધીક શોહામણું,
નમણું ભાલ તીલક વીશાળ; શુંણુરે.
શીરપર કીરીટ જવાહીરે જડીયો,
અંગે આભ્રણ શોભીત ભાલ; શુંણુરે.
જાણે મદન સદનથી આવ્યો,
એ સમ શ્યમ સુંદર છે બાળા;
મોહમ્ થઈ પ્યારી આ જોઈ,

શું ખુબી કરી જગપાળ. શુંણરે.

**સીતા**— રાગ ઈંદ્રસભામાં ગવાતી ઠુમનો.

શુંણ પ્રીયે તું શાણી પ્યારી કહું એક વાત,
કોણ ગામ વસે બાળ કોણ પુજ્ય તાત;
પુછ સરવે વીગતવાર, જા ત્વરાથી પ્યારી,
કેમ આવ્યા જનકપુર, કાર્ય શું વિચારી.

**સખી**—આપ કાજ આજ મુજ શીરે ચડાવી જાવું,
ત્વરીત ખબર સરવ એની પુછીને હું લાવું;
આપ સઘન વૃક્ષ છાંવ ક્ષણું વીરામ પામો,
સુખદ વાત પુછી લાવું કલેશ સર્વ વામો.

( રામ લક્ષ્મણની પાસે જઈને પુછે છે. )

અહો વિદ્યાવંત ભ્રાત સ્થાન કોણ ગ્રામ,
કોણ ભુપ બાળ આપ કહો સુખ ધામ;
જનક બાળા બાઈ મુજ પુછ વાત મોને,
મોકલીછે આપ પાસ વાતકો અમોને.

**રામ તથા લક્ષ્મણ**— ( દાસી પ્રત્ય.)

મન હરણ વદન દાસી ચપળ નેત્ર વાળી,
હર્ષથી પુછાવે અમો ને ) જનક ભૂપ બાળી;
અવધપુર નગ્રભૂપના છી બેઉ તન,
યજ્ઞ રક્ષ કાજ રૂશી સંગ આવ્યા વન.
કાશીકરાવ ત્યાંથી લાવ્યા સાથ જનકપુર,
શીવ ધનુષ્ય નીરખવા હતો ઉમંગઉર;
વળી દેશ દેશ ( ના ) ભૂપ આવશે અહીં,
જોશું સર્વ હર્ષ ધરી મંડપ મહીં.

**બીજુબા**—( આ હકીકત પુછી પાછા આવતા સ્વગત. )

અધીક તેજ શાંત મતી વીનય ઉર ભારી,
કળાને કૌશલ્યપુર વિવિધછે વિચારી;
માગુ જગત જનુની માતુ અંબાકિરી પાસ.
જનક બાળા વરજો પ્રીતે એજ રાખું આશ,

---

# પ્રવેશ ૯ મો.

( સ્થળ સીતાનો એકાંત મહેલ. )

**બીજુબા**— ( સીતાને ઉદાસી જોઈ )

**રાગ ઝીંઝોટી.**

કમળ વદન સખી ગ્લાની કેમ પામ્યુ, ટેક;
અશ્રુ ઝરત તુજ ચપળ નયનમાં,
દુઃખ બેની આજશું આ જામ્યું; કમળ.
ધૈર્ય ધરી પ્રીયે ધરણી પતીનું,
ધ્યાન ધરે દુઃખ જાય વામ્યું; કમળ.

**સીતા**— **રાગ દક્ષીણીરાહની લાવણી.**

શરમ ત્યાગીને તુજ કહું અતીરે, ટેક.
ક્લેશ થાય હૃદય માંય દીલ દુખાય,
કહ્યું ન જાય મુઢ થઈ મતીરે; શરમ.
બાગમાં છબી શ્યામ જે હતીરે,
જોઈ જેવા કર્યા દેદાર ધર્યા શંગાર;
અંગ અપાર ચપળછે મતીરે; શરમ.

**દોહો.**

**પ્રીયે પ્યારી મારી કપેથ ઉરભારી કહીવાર વાર વાત હવેહારી**

પામું ક્ષોભ હું અપાર પ્રાણ પ્યારી; ટેક.
શું કહું પીતાને કઠોર પણ લીધું જરા વાતના વીચારી કાર્ય કીધું,
હરી હાય જાય પ્રાણ હૃદય વીંધ્યુ; પ્રીયેપ્યારી.
સકોમાલ કાય શ્યામ તણી પ્યારી, આવે અંદેશો અપાર પ્રીયેમારી,
ક્યાંથી થાય તાત પૂર્ણ પણ ભારી; પ્રીયેપ્યારી.
ચંપકમાળા—

( રૂશીને મોઢે રામચંદ્ર સંબંધીના સાંભળેલી તે કહેછે. )

શીવ ધનુષ્ય કઠીન કઠોરરે માઇ એ રાહ.

દીર્ઘ વીચારી જોને સખી તું, શુંણ તું વાત કહું શ્યામનીહું ટેક.
અંતરજામી હેએ દયાળુ, જગકર્તાછે ભક્ત કૃપાળુ, દીર્ઘ.
તાડીકા આદી અસુર સંહારી, સહાય કરી યજ્ઞ મગનથી ભારી; દીર્ઘ
ગૌતમનારી અહલ્યા ઉધારી, તે જગસ્વામી પુરે આશ તારી;દીર્ઘ.
ક્લેશ ધરી નહીં લેશ તું મનમાં,ચાપ પ્રત્યંચાં ચઢાવે એપલમાં;દીર્ઘ
સીતા— આશાગોડી.

વાત કહું હું વીચારી સરવ મેની. ટેક.
મન સંકલ્પે વરીધું હું એને, સત્ય કહું પ્રીયે મારી, સરવ.
તાતને કહું શું કઠોર પણ લીધું,ત્રાસપામું પ્રાણપ્યારી; સરવ.

---

# પ્રવેશ ૧૦ મો.

( સ્થળ સ્વયંવરમંડળ )

ભાટ— ( બધા રાજા આવી ગયા પછી ઉભો થઇ. )

આર્યા.

શુનો ભરત ભૂમીના ભૂપત ભારી ભરાઇ સૌ બેઠા,

શુધ ક્ષત્રીવટ હોયે તે આવો ધરી હામ હ્રુદય હેઠા;
હસ્ત ગૃહી જે કોઈ ચાપ પ્રતંચ ચઢાવે આ ઠામ,
વૈદેહ બાળા પ્રીતે રોપે માળા પૂર્ણ થયે કામ.

રાવણ— ( મુછે હાથ ફેરવી. )

આર્યા.

દસ દીગપાલ ડોલાવી, હાક બજાવી ત્રીલોકમાં મેતો,
વીશાત શી ત્રંબકના, માટે સર્વે અવલ થકી ચેતો.

વીજ્યા તથા ચંપકમાળા—

રાગ ઇંદ્ર સભામાં ગવાતી ઠુમરીનો.

ચાલ પ્રોપે તું જો આ મંડપ રચના છે કેવી
નયને થકી જોતાં દીસે ઇંદ્ર ભુવન જેવી;
સ્થંભછે અપારે સાર જોતું આંનીવાર,
તેમાં કામ મણી મયનું કીધુંછે અપાર.
હાર હાર કરી કમાન કુંદનની વીશાળ,
પોખરાજ તેમાં જડીયાં હર્ષથી નીહાળ.

જનક—( કોઈ પણ રાજાથી ત્રીપુરારીનું ચાપ ઉપડ્યું નહીં તેથી ખેદ પામી રાજાઓ પ્રત્યે. )

રાગ સોરઠની ગજલ.

સુરવીર ધીર વીના અરે, નીરવીર ધરણી થઈ ખરે. ટેક.
મહા ભૂપ ભૂમીના મળી, જુએ ચાપ ચક્ષુ નીચાં કરી.
કહું વાત જાય નહીં કહી, શીવ બાણ હાથકોના ધરે. સુરવીર.
શું ક્ષત્રી બીજ રહ્યું નહીં, સર્વ નૃપ ગર્વ તજ્યા સહી;
કોઈ દેખું હું નહીં આ સમે, ચાપ ચઢાવવાની હામ કરે. સુરવીર.
રહી કુમારી બાળ કુમારીકો, જોઈ કરણી સર્વની આજતો;

જાઓ ધામ આપ સહુ અરે, નહીં ટેક મુજ કદી ફરે. સુરવીરે.

**લક્ષ્મણ—** ( એકદમ ઉઠીને )

શીવ ધનુષ્ય કઠીન કઠોરરે માઈ એ રાજ.

મુનીવરે માંહી એજ દયાળુ, શુણજો જનકનાં વચન કૃપાળુ. ટેક ૦

વીણ વિચારે શું બોલ્યા રાજન,
રઘુવીર સુણતાં કડણ વચન; મુની.
કો'તો ધરણી ધ્રુજાવીને આજે,
પલટી નાંખુ રસાતળમાં જે; મુની.
આપો આજ્ઞા તો ત્રંબક ત્રોડું,
એ ભુપતીનું માન હું મોડું; મુની.
ત્રંબક જેવાં ત્રોડું હજાર,
તોહે મુનીવર શોદ્યે વીચાર; મુની.
નીરવીર નથી થઈ કહું ધરણી,
આપો રજા જુવે ક્ષત્રીની કરણી; મુની.

**શીજ્યા તથા ચંપકમાળા—**

રાગ કાલીંગડો. ( તાલ દાદરો )

આનંદ દીન આજરે સીતા રોપે વરમાળરે— ટેક.
ધન્ય દીવસ ધન્ય વખત જોઉં ધન્ય જનક રાજન,
ધન્ય જોડી રઘુવીરની પ્યારી પામી હર્ષ બહુ મનરે, આનંદ.

( તમામ પાત્રો મળી નાટકની સમાપ્તીનું ગાયન કરેછે. )

રાગ કલ્યાણ.

આર્ય બંધુઓ કૃપા અતિ કરી,
પધારીયા સ્વદેશી સુજ્ઞ હર્ષથી ભરી; ટેક.

આભારી કીધા અમોને પધારી તમો,
નીતી ન્યાયનો ઓતાર ભજ્યો અમો; આર્ય.
પ્રથમ પ્રયાસથી કીધેલા કાર્ય આજ,
ભુલ ચુક હોયતો નીભાવો શીર તાજ; આર્ય.
સ્વદેશી જનોને કરી હર્ષથી પ્રણામ,
પ્રીતેથી પધારો પ્યારા આપને સ્વસ્થાન; આર્ય.




"સજ્જનોને વિનંતી."

આ સિતા સ્વયંવર નાટકના ઓપેરા છપાવતી વખતે, સદા મહેરબાન કલ્યાણજી પુંજારામ કાઠિયાવાડ એજન્સી વકીલ તા. મુરબ્બી જેશંકર મોરારજી ગવાડી તા. રા. રા. વકીલ કેશવજી દેવનંદ તા. સુભેચ્છક ભટ ચકુ વિ. જુદા તા. પ્રીયભાઈ દલપતરામ દયાળજી તરફથી અમને સારો આશ્રય મળેલછે તેથી તેનો આભાર માનીએ છીએ.

વિનંતી. કર્તા.

# જાહેર ખબર.



આ ચોપડી નિચે જણેલા આશામીઓ પાસેથી
રોકડી કીમ્મતે વેચાતી મળશે.

વઢવાણસીટિ—ત્રવાડી જેશંકર મોરારજી ઠે. વાઘેશ્વરીના
મંદીર પાસે.

મોરબી—ભટ ચકુ વિ. જુઠા સલાણાપીરની શેરીમાં.

પાલીતાણા—મેતા દલપતરામ દયાળજી ઠે. ખુદાવિંદજી
ખુબા સાહેબને ઉતારે.

વાંકાનેર—ગ્રંથકર્તા પાસેથી તથા વકીલ કેસવજી દેવનંદ
ઠે. ભકુચરાજીની શેરીમાંથી.

---

આજમ મેહેરબાન રણછોડભાઈ ઉદયરામકૃત હરીશ્ચંદ્ર; નળદમયંતી; લલીતા દુઃખદર્શક; મદાલસાઋતુધ્વજ વિગેરે પુસ્તકો અમારી કંપની પાસેથી રોકડી કીમતે મળશે તેમ-જ રાવળ ગોકળજી વિ. પ્રાણજીવનકૃત સતીસુલોચના; કે-દારસીંહપરમાર; હરીશ્ચંદ્ર; જગદેવપરમાર વિગેરેના ઓપેરા કીંમત રૂ ૦-૨-૦ રોકડી કીમતે મળશે. તથા વાંકાનેરના રહીશ રાવળ ચંદરજી શંકરજીકૃત હરપાળચરીત્રનાં ગાયન અમારે ત્યાંથી મળશે.

કર્તા.

